# શ્રદ્ધા એજ જીવન.

6-3-1922

"Behold! I come quickly."

મ. ન. દોશી.

# શ્રદ્ધા એજ જીવન.

શ્રીયુત સી. જીનરાજદાસ એમ. એ. કૃત.

( The Faith that is Life નો અનુવાદ )

અનુવાદક તથા પ્રકાશક,

મણિલાલ નથુભાઈ દોશી. બી એ.

રતનપોળ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ　　પ્રત ૫૦૦　　સને ૧૯૨૨.

મૂલ્ય ચાર આના.

શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં,

શાહ વાડીલાલ ડાહ્યાભાઈ પંડિતે છાપ્યું,

પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

કોઈ મહાવ્યક્તિ મનુષ્યોનાં હૃદયોમાં તેમજ દુનિયાના હૃદયમાં પ્રવેશવા તૈયાર છે, એવો જે સંદેશ અમારા તરફથી આપવામાં આવે છે, તે સંદેશ વસ્તુતઃ દુનિયાના બધા ધર્મોના સાર રૂપ છે. દરેક ધર્મના નૈતિક શિક્ષણનો જો દરરોજના વ્યવહારમાં ઉપયોગ કરવામાં આવે તો તેનો અર્થ એજ થાય કે મનુષ્યે પોતાના વ્યક્તિત્વનું પોતાને પ્રકાશમાં લાવનાર મહાગુરૂના વ્યક્તિત્વ સાથે ઐક્ય અનુભવવું. આ કામ બે રીતે થઇ શકે. બુદ્ધધર્મ, પારસી ધર્મ, મુસલમાન ધર્મ, તથા જૈન ધર્મની રીત પ્રમાણે મહાન્ ગુરૂએ ગાળેલા જીવનના આદર્શ પ્રમાણે મનુષ્યે પોતાના વિચારો, લાગણીઓ અને કાર્યોને દોરવાં જોઇએ. આ ધર્મોમાં મહાન્ ગુરૂને પ્રભુ તરીકે પૂજવામાં આવતા નથી, પણ એક આદર્શ નમુના અથવા દૃષ્ટાંત તરીકે લોકો તેમના પ્રત્યે પૂજ્યભાવ દર્શાવે છે. હિંદુ ધર્મ અને ખ્રીસ્તી ધર્મની ગુપ્ત શાખામાં ભક્ત પોતાના સ્વભાવની ગુરૂના દિવ્ય સ્વભાવ જોડે એકતા અનુભવવા પ્રયત્ન સેવે છે. આધ્યાત્મિક જીવન ગાળવાને

જરૂરનો નૈતિક પાયો આપનારા સઘળા ધર્મોમાં, દરેક તત્ત્વ વિદ્યા, વિજ્ઞાન અને કળામાં અભ્યાસીને કોઈ મહાન્ ગુરૂના વિશાળ જીવનમાં જીવવાની જરૂર રહેછે.

અમે જગતને એવો સંદેશ આપીએ છીએ કે આ જગતમાં કોઇ જગદ્‌ગુરૂ વસે છે. તેનો અર્થ એજ થાય છે કે તે આખી દુનિયાના ગુરૂ છે, કારણ કે સઘળા ધર્મો એમના મહાન્ સત્યના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. અમે એમ માનીએ છીએ કે જો કોઈ પુરૂષ જગદ્‌ગુરૂને શોધી શકે તો, પોતાના ધર્મના સંસ્થાપકને તદ્દન નવાજ સ્વરૂપમાં તે જોઇ શકશે, અને તેને પોતાના ધર્મમાં નવીન સાંદર્ય, સત્ય અને પ્રેરણા જણાઇ આવશે. તે પછી આ દુનિયામાં ગુચવાડો કેમ છે, તે તે સમજશે, અને દુનિયાના ગુંચવણ ભરેલા બનાવો પણ પુનર્ઘટનાની મહા યોજનાના વિભાગો છે, એમ તે સમજી શકશે. અમે દુનિયાના એક પછી એક બનતા બનાવોનું પ્રથક્કરણ કરીને અમારી શ્રદ્ધાને પુરાવો આપીએ છીએ કે જગદ્‌ગુરૂ થોડા સમયમ થશે. પણ આપણી શ્રદ્ધા બરાબર અસરકારક થાય, અને આપણો માનસિક વિશ્વાસ

આપણને સુંદર કામો કરવાને પ્રેરણા કરનારો થાય, તે માટે આપણી શ્રદ્ધા અને વિશ્વાસની પાછળ આપણા સ્વભાવનું તેમના સ્વભાવ જોડે ઐક્ય હોવું જોઇએ. આ ઐક્ય પૂર્ણ અને સર્વાંગસંપૂર્ણ ન પણ હોય. અને તેમ બનવું સંભવિત પણ નથી. પણ આપણી માન્યતા જો કેવળ હોઠની જ માન્યતા ન હોય તો તે દિશામાં આપણે પ્રયત્ન કરવાનો આરંભ તો કરવો જ જોઇએ.

જગદ્‌ગુરૂના દિવ્ય સ્વભાવના ઘણા સ્વરૂપો છે. આપણે તેમાંના ગમે તે સ્વરૂપ સાથે આપણું ઐક્ય અનુભવવા પ્રયત્ન કરી શકીએ. તે પ્રેમની મૂર્તિ છે, તે ધર્મોના સ્થાપક છે. તે પ્રભુની જ્ઞાન મૂર્તિ છે. અને તે સુંદરતાનું હૃદય છે. તેમના બીજા સ્વરૂપો છે, જે આપણી જ્ઞાન મર્યાદાની પેલી પાર છે; પણ આ ચાર સ્વરૂપોનું અત્રે વર્ણન કરવામાં આવ્યું છે. કારણકે તે સ્વરૂપો કેટલેક અંશે આપણા અનુભવમાં આવે છે, અને આપણી અનેક મર્યાદાઓ છતાં આપણી જાતને કેળવીને આ માર્ગે આપણે તેમની સમીપ જઈ શકીએ.

સી. જીનરાજદાસ.

# શ્રદ્ધા એજ જીવન

## પ્રથમ પ્રકરણ

## પ્રેમની મૂર્તિ.

મહાન્ જગદ્‌ગુરૂ પ્રેમની મૂર્તિ છે, એનો અર્થ એજ થાય છે કે મનુષ્યો કલ્પી શકે તેવો હરેક પ્રકારનો પ્રેમ તેમના અદ્‌ભુત પ્રેમમય સ્વભાવમાં વિદ્યમાન છે. આપણને પુરૂષો અને સ્ત્રીઓને-એક બીજા પ્રત્યે માબાપ અને બાળક વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, મિત્ર અને મિત્ર વચ્ચે કેવો પ્રેમ હોય છે, તે તે માનસિક દૃષ્ટિથી સમજે છે, એટલુંજ નહિ પણ આ હરેક રીતે તે પોતે પ્રેમ બતાવી શકે. તે કેવળ પ્રેમ બતાવી શકે એટલુંજ નહિ પણ તે ખરેખર

તે પ્રમાણે પ્રેમ બતાવે છે; કારણકે આખી દુનિયા તેમના હૃદયમાં વસે છે, અને તેમના પ્રેમના પુવારા-માંથી દુનિયામાં આવેલા સઘળા પ્રકારના પ્રેમોને તે પોષણ આપે છે.

તેટલા માટે જો હું પિતા તરીકે મારા પુત્રને ચાહું, પતિ તરીકે મારી પત્નીને ચાહું, તો પ્રેમના સંબંધમાં, જગદ્ગુરૂના આગમનમાં મારી શ્રદ્ધા થયા પછી, બે નવાં સત્યો શોધવાનો મને પ્રસંગ મળે છે. પ્રથમ સત્ય તો એ છે કે તે પ્રેમની મૂર્તિ મારા પ્રેમને સમજે છે, તેની સાથે સહાનુભૂતિ રાખે છે, તેના આશીર્વાદ મને આપે છે; કારણકે પ્રેમ રાખવો એ મદદ કરવાની એક રીતિ છે. બીજું સત્ય એ છે કે મારા માર્ગ કરતાં તેમનો પ્રેમનો માર્ગ વધારે અદ્ભુત છે; અને તે માર્ગ જેમ તે પ્રેમ રાખે છે, તેવો પ્રેમ રાખવામાં સમાય છે. મારામાં પ્રેમની શક્તિ છે, માટે પ્રેમદ્વારા પ્રભુ તરફ જવાનો મારો માર્ગ છે; વળી મારામાં પ્રેમની શક્તિ છે; માટે મારો પ્રેમ તેમના પ્રેમ જેવો કરીને હું દુનિયામાં તેમના જીવનના દર્પણરૂપ બની શકું.

તેમના પ્રેમની રીત સાથે જે પવિત્રતા ભળેલી છે, તે પવિત્રતા જો આપણા પ્રેમમાં હોયતો આપણામાં જે કોઇ પ્રકારનો પ્રેમ દર્શાવવાનું સામર્થ્ય હોય તે પ્રેમ તેમના જીવનના દર્પણરૂપ આપણે બનાવી શકીએ. પૂર્ણ અર્પણતા એ પૂર્ણ પ્રેમનું લક્ષણ છે. જ્યારે પ્રેમ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ થાય છે, ત્યારે હુંપણાના સર્વ વિચારો ચાલ્યા જાય છે. જે કોઇ પણ પ્રકારનો પ્રેમ દર્શાવવા આપણામાં શક્તિ હોય, તે પ્રેમમાં જો તદ્દન હુંપણાનો અભાવ હોયતો-આપણી ઇચ્છા હોયતો—આ પ્રેમની મૂર્તિ ખરેખર આપણી સાથે વસે.

ઘણા લોકો પ્રેમ દર્શાવી શકવા સમર્થ હોય છે. પણ પોતાના પ્રેમદ્વારા આ પ્રેમ મૂર્તિના ભવ્ય જીવનના તેઓ ભાગીદાર થઇ શકે છે, તે તેઓ જાણતા નથી.

તેઓના પ્રેમની નાની દુનિયામાં તેમને આ નવી દિશાઓ હજુ શોધવાની છે, કારણકે આ શોધ પ્રભુ પ્રત્યેના પ્રેમનો માર્ગ છે.

સૂર્યનું એક શ્વેત કિરણ સાત ભિન્ન ભિન્ન રંગોનું છે, તેવી રીતે પ્રેમ એક છે, તેમ અનેક પણ છે. તે પ્રભુમાંથી નીકળે છે, અને તેના વિશ્વમાં વ્યાપી રહે છે, સઘળી વસ્તુઓને જીવન આપે છે, અને સર્વ પદાર્થોને નમ્રતા, સૌંદર્ય અને આનંદથી લપેટે છે—એ અપેક્ષાએ પ્રેમ એક છે, જેવી રીતે હીરાની વિવિધ બાજુઓ સૂર્યના એક કિરણને ભિન્ન ભિન્ન રંગોમાં પ્રતિબિંબિત કરે છે, તેવી રીતે તેમનો પ્રેમ માનુષી પ્રેમના અનેક રૂપોમાં—આશક અને માશુક તરીકે, પિતા પુત્ર તરીકે, મિત્ર મિત્ર તરીકે, ગુરૂ શિષ્ય તરીકે—પ્રકટ થાય છે; આ અપેક્ષાએ પ્રેમ અનેક છે. પણ સર્વ પ્રેમનું હૃદય એક છે. અને સઘળા પ્રેમના માર્ગો તે બાજુએ આપણને લઇ જાય છે. અને એક માર્ગે થઇને પણ જ્યારે મુસાફર પ્રેમના ગૃહે પહોંચે છે, ત્યારે પ્રેમના વિવિધ માર્ગે તેજ સાધ્યબિન્દુએ આવેલા બીજા મુસાફરોને મળે છે.

આપણી મનુષ્ય જાતિમાં સર્વ પ્રેમનું હૃદય જગદ્ગુરૂ છે. આ સાધ્યબિન્દુએ પહોંચવાને તેમણે ઘણા

યુગોથી પ્રયત્ન કર્યો છે, કે જેથી તેઓશ્રી દુનિયાના પારણારૂપ થાય અને સર્વ મનુષ્ય જાતિને પોતાના વિશાળ સર્વવ્યાપી પ્રેમમાં લપેટી લે. પોતે પ્રાપ્ત કરેલી ઉચ્ચતાપરથી તે ચારે બાજુએ પ્રેમને પ્રસારે છે, સર્વ મનુષ્યોના હૃદયમાં પ્રેમને વધવા દે છે, સઘળા મનુષ્યોના પ્રેમ અને ભક્તિને શુદ્ધ બનાવે છે, અને આ રીતે તે પ્રેમ જવાળા જેવો ગુલાબી રંગનો બની પ્રભુને અર્પણ કરવા યોગ્ય બને છે. આપણા માનુષી સર્વ પ્રેમો તેમનામાં જીવે છે, ફરે છે અને હયાતી ધરાવે છે, અને જે મનુષ્ય તેમની માફક ચહાવા લાગે છે, તેને તે શિષ્ય તરીકે સ્વીકારે છે.

કોઇ પણ પ્રકારનો પ્રેમ કરવાનું જેનામાં સામર્થ્ય હોય-અને તેવું સામર્થ્ય કોનામાં નથી ?-તેણે તે પ્રેમને હૃદયમાં રાખવો અને પોતાની આશાઓ અને ભાવનાઓ પડે તેને પાણી પાવું કે જેથી દિનપ્રતિદિન તે પ્રેમ ખીલતો જાય. આવી ભાવના રાખીને આપણે આપણા પ્રેમને બીજાઓના તેવા પ્રકારના પ્રેમ સાથે જોડવો; દાખલા તરીકે જે મનુષ્યનું હૃદય

પોતાના પુત્ર વાસ્તે અતિશય પ્રેમાળ છે, તે પોતાની માફક તેમના બાળકોને ચહાનાર માતપિતાઓના સંબંધમાં વિશેષ રસ લેતો થશે. આ રીતે ખરા પ્રેમીને સઘળા પ્રેમીઓ સાથે ભ્રાતૃભાવની ખાસ સાંકળ હોવી જોઇએ, અને એક મહાત્માના શિષ્યો સર્વ મહાત્માઓના શિષ્યો સાથે ભ્રાતૃભાવનો ખાસ સંબંધ અનુભવી શકશે.

જ્યારે મનુષ્ય પોતાના પ્રેમને બીજા મનુષ્યોના હૃદયમાં રહેલા તેવાજ પ્રકારના પ્રેમ સાથે જોડવા સમર્થ થાય છે, ત્યાર પછી તેણે પોતાનો પ્રેમ બીજા પ્રકારના પ્રેમ જોડે જોડવા પ્રયત્ન કરવો જોઇએ. અને આમ કરવા જતાં માબાપને લાગશે કે તેમના બાળક પ્રત્યેના પ્રેમમાં એક ગુપ્ત દિશા છે, અને તે પ્રેમીનો પ્રેમ પાત્ર પ્રત્યેનો પ્રેમ છે. તેવીજ રીતે પ્રેમીને પણ જણાશે કે પ્રેમપાત્ર પ્રત્યેના તેના પ્રેમમાં પણ એક ગુપ્ત દિશા છે, અને તે ભકતનો પ્રભુ પ્રત્યેનો પ્રેમ છે. કારણકે સર્વ પ્રેમ જગદ્‌ગુરૂના હૃદયમાં છે. અને જે તેમના આગમનની તૈયારી માટે તેમની સેવા કરવાના

હેતુથી તેમના ભણી મદદ માટે જુએ છે, તેવા સેવ-કના હૃદયમાં તે સર્વ પ્રકારના પ્રેમ ખીલવવા દેશે.

આપણામાંના કેટલાક એમ માનીએ છીએ કે પ્રેમ અમારા દિલમાંથી ચાલ્યો ગયો છે. એક વખત અ-મારા હૃદયમાં પ્રેમની વસંતઋતુ હતી. પણ હવે તો પાનખરઋતુ અથવા શિયાળો આવ્યો છે, અને પ્રેમનો આનંદ ભૂતકાળનો વિષય થઈ ગયો છે. જેઓ એમ માનતા હોય કે તેમનામાં પ્રેમ કરવાનું સામર્થ્ય નથી, તેઓ આ જગદ્‌ગુરૂ સાથે ઐકય અનુભવવા શું કરી શકે ? જો આપણે અત્યારે પ્રેમ ન કરી શકતા હો-ઇએ તો આપણે ભૂતકાળના પ્રેમ સંબંધોનું સ્મરણ કરવું. સ્મરણ શકિતના પડદાઓ ઉપાડવા જોઇએ અને જે સમયે આપણા જીવનમાં પ્રથમ પ્રેમ આવ્યો, તે ભૂતકાળના આનંદી આત્માનો વિચાર કરવો જોઇએ. આપણે વિચારમાં તે ભૂતકાળનું જીવન ફરીથી જીવવું જોઇએ, અને તે સમયે ઉંડી ચોકસ શ્રદ્ધા રાખવી જોઇએ કે આપણામાં કોઈ સ્થળે પ્રેમમય સ્વભાવ હજુ ઉંઘતો પડયો છે. અને જે ઉચ્ચતાએ

આપણે એક વખત પહોંચ્યા હતા, તે ઉચ્ચતા એજ આપણા જીવનનું માપ કાઢનાર ધોરણ છે, એમ માનીને આપણા જીવનમાં પ્રેમ ફરીથી આવે ત્યાંસુધી આપણે ધીરજથી, અને આશાથી તેની રાહ જોવી જોઇએ. અને પ્રેમ જરૂર આવશે. તે તેને જુને માર્ગે નહિ આવે, તેમજ જુની રીતિએ નહિ આવે, પણ કોઈક માર્ગે કોઈક રીતે તે જરૂર આવશે.

તેમના આગમન માટે કામ કરવાની જેને શ્રદ્ધા છે, તેની પાસે તે પ્રેમની મૂર્તિ જરૂર પ્રેમરૂપમાં આવશે; અને તે જે રીતે ચાહે છે, તેવી રીતે ચહાવાને પ્રયત્ન કરે છે, તે હરેકના હૃદયમાં, તેના પ્રેમમાં સામેલ થવાને આવશે. આ શ્રદ્ધા એજ જીવન છે. અને આપણો હરેક પ્રેમ,—જો તેના હાથમાં આપણે પવિત્ર થવાને મૂકીએ તો—તેની સાથે આપણને જોડનારો એક વધુ અંકોડો છે. અને દિનપ્રતિદિન આપણે તેની સાથે આપણી જાતને જોડતા જઇએ, તો હરરોજ તેનો પ્રકાશ આપણા હૃદયમાં વિશેષ પ્રકાશથી ઝળકવા લાગશે, અને તે અખિલ વિશ્વનો અતિથિ થાય તે પૂર્વે તે આપણા હૃદયમાં અતિથિ તરીકે આવીને વસશે.

# પ્રકરણ ૨ જું.

## જગદ્‌ગુરૂ ધર્મના સંસ્થાપક તરીકે.

મહાન્ જગદ્‌ગુરૂ ધર્મના આપનારા છે. જો આ વિચારમાં આપણે રહી શકીએ તો, આપણા માનુષી સ્વભાવનો જગદ્‌ગુરૂના દિવ્ય સ્વભાવ જોડે એકતા અનુભવવાનો આ બીજો માર્ગ છે; પણ પ્રથમ ધર્મમાં શાનો સમાવેશ થાય છે, એ આપણે સમજવું જોઇએ.

આપણી અંદર જે ઉમદાં તત્ત્વો છે, તેને આ વિશ્વના ઉમદા તત્ત્વો જોડે જોડનારી શકિત તે ધર્મ છે. આ વિશ્વના ઉમદા તત્ત્વને આપણે એક ઈશ્વર કહીએ અથવા તો નિયમ કહીએ તો પણ મનુષ્યના સ્વભાવના મૂળમાં તેના ઉચ્ચ સ્વભાવનાં કાંઇક તત્ત્વો આવેલાં હોય છે. સંસ્કૃતિ અને સુધારાના બધે પગથિયે સર્વ મનુષ્યોએ આ સત્યની શક્તિ અનુ-

ભવી છે, અને જ્યારે પોતાનો હલકો સ્વભાવ અને તેની હલકી વૃત્તિઓ સામે આવી ઉભી રહેતી, ત્યારે હમેશાં તેઓએ તેના વિરુદ્ધ પોતાનો અવાજ રજુ કર્યો છે. જ્યારે મનુષ્ય પોતાના હૃદયના ઉંડાણ ભાગ-માંથી પ્રતિપાદન કરે છે કે તે પોતે હલકો નહિ પણ ઉમદા છે, સ્વાર્થી નહિ પણ બીનસ્વાર્થી છે, નાશવંત માટીનો બનેલો નહિ પણ અમર પ્રાણી છે, ત્યારે તે પ્રતિપાદન તેનું નામજ ધર્મ છે.

મનુષ્ય જ્યારથી હયાતીમાં આવ્યો ત્યારથી–ઘણા જમાનાથી–તેણે પોતાના સ્વભાવ વિષે આ મહાન્ સત્ય પ્રકટ કરવાને પ્રયત્ન કર્યો છે કે પોતાની મહત્તાનાં તેણે સ્વપ્ન આવ્યાં છે, પણ તે મહત્તા પ્રાપ્ત કરવા હજુ તે સમર્થ નથી; તેનું હૃદય ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વની ઈચ્છા કરે છે, પણ તેના સાક્ષાત્કાર વાસ્તે તે હજુ તૈયાર નથી. તેટલા માટે દરેક ધર્મમાં સ્વપ્નો ( કલ્પનાઓ ) અને સત્યોનું મિશ્રણ થઈ ગયું છે. એક બાજુએ એવો આદર્શ હોય છે કે જેને તે પ્રાપ્ત કરવાને જેમ જેમ દરેક પગલું ભરવામાં

આવે તેમ તેમ તે આઘો ખસતો લાગે છે. પ્રાથમિક અને એકદેશીય ધર્મથી શરૂ કરી ઉચ્ચમાં ઉચ્ચ અને વિશ્વવ્યાપી દરેક ધર્મનો ઉદ્દેશ મનુષ્યનાં ઉચ્ચ તત્ત્વો તેનામાંથી બહાર લાવવાનો હોય છે, અને તે ઉચ્ચ તત્ત્વોની વિશ્વનાં ઉચ્ચ તત્ત્વો સાથે એકતા અનુભવવામાં રહેલો હોય છે.

પણ ઘણા મનુષ્યો ધર્મ પ્રત્યે આ દૃષ્ટિએ જોતા નથી. પોતાના ધર્મના સંબંધમાં મનુષ્ય આ બાબતો સ્વીકારશે, પણ પોતાનો ધર્મ હયાતીમાં આવ્યો તે પહેલાં બીજા સત્ય ધર્મો હયાત હતા, અથવા પોતાના ધર્મ જેવા ઉચ્ચ અને આધ્યાત્મિક બીજા ધર્મો છે, એ વિચાર સાંભળીને જરૂર તે બડબડશે. પોતાના ધર્મની ઉચ્ચતા પ્રેરનારી અને આધ્યાત્મિક બનાવનારી અસરો ઉપર ભાર મૂકશે, અને બીજા ધર્મોમાં રહેલાં અવનતિનાં તત્ત્વો તે બતાવી આપશે.

જ્યારે મનુષ્ય જાણે છે કે બધા ધર્મોનું મૂળ એકજ છે અને તે મહાન્ જગદ્ગુરુ છે, ત્યારે હરિફાઈનું અને બીજા ધર્મોને હલકા પાડવાનું વાતાવરણ એક-

દમ અદૃશ્ય થાય છે. મનુષ્યમાં જે વિચાર, લાગણી અને ભક્તિભાવ હોય તેનું ઉચ્ચમાં ઉચ્ચ સ્વરૂપ તે પોતે છે, તેટલા માટે તે મનુષ્ય અને પ્રભુની વચમાં ઉભા રહે છે. પ્રભુને તે મનુષ્યની દિવ્યતા અર્પે છે અને મનુષ્યને પ્રભુનું મનુષ્યત્વ અર્પે છે. જગદ્‌ગુરુ જીવન પ્રવાહના દરવાજા ખોલે છે, કે જે દ્વારા અનંત તત્ત્વ અંતવાળા મનુષ્યની શોધમાં પોતાનો માર્ગ કાઢે છે.

ઉચ્ચમાં ઉચ્ચ કલ્યાણના જે માર્ગો જગદ્‌ગુરુ મનુષ્યોને બતાવે છે તે માર્ગોને આપણે ધર્મોનું નામ આપીએ છીએ. તેમના આગળ મૂકવામાં આવેલી દિવ્ય યોજના પ્રમાણે જુદા જુદા સ્થળોમાં તે યોજનામાં દોરવામાં આવેલી રુપરેખા પ્રમાણેના ધર્મો અને તત્ત્વજ્ઞાનો તે મનુષ્યોને આપે છે. સમય અને સ્થાન નક્કી કરી તે કેટલીકવાર જાતે લોકોની વચમાં આવે છે, અને બીજે સમયે જે પેગંબરો દ્વારા તે સંદેશ આપે છે તેમને પસંદ કરીને તે મોકલાવે છે. તે દરેક પ્રજાને એવું શિક્ષણ આપે છે કે

જેથી તે પ્રજા પોતાનામાં ગુપ્ત રહેલાં શ્રેષ્ઠ તત્ત્વો વિશ્વના શ્રેષ્ઠતત્ત્વ ( પ્રભુ ) ને અર્પણ કરી શકે. જંગલી લોકો તેઓના છેક જંગલી રિવાજોથી મુક્ત થઇ શકે, તેવો ધર્મ તેમને તે આપે છે. મનુષ્યો જેથી પોતાના માનુષી સ્વભાવની પેલીપાર જાય અને દૈવી સ્વભાવને પ્રાપ્ત કરે તેવી જાતનું ઉત્તેજન જેથી મળે તેવાં આધ્યાત્મિક શિક્ષણો તે સુધરેલી પ્રજાઓને આપે છે. તે પૂર્ણ જ્ઞાનથી અને અપરિમિત પ્રેમથી દરેક પ્રજાની જરૂરીઆત પ્રમાણે તેઓ સમજી શકે તેવું ઉત્તમમોત્તમ શિક્ષણ આપે છે.

આનું નામજ ધર્મ એમ આપણે શી રીતે આપણા મનને સમજાવી શકીએ ? આપણી સંકુચિત દૃષ્ટિથી ધર્મો તરફ નજર કરીએ, ત્યારે આપણને તે ધર્મોમાં, આપણું મન પાછું હઠે એવાં ઘણાં તત્ત્વો માલમ પડે છે. પંથ અને સંપ્રદાયને નામે મનુષ્યો વિરૂદ્ધ કાંઇ ઓછા ગુન્હા કરવામાં આવ્યા નથી. અત્યારે પણ સઘળા ધર્મોમાં કેટલાક વ્હેમો ઘુસી ગયા છે, જેને તેઓ સત્ય તરીકે માને છે, અને બીજાઓ પાસે

પરાણે મનાવે છે. સામાજીક અન્યાયનો તે વ્હેમો બચાવ કરે છે, અને મનુષ્યના ઉત્સાહને દબાવી દેછે, અને તેઓના સ્થાપકોના વિશાળ હૃદયોને તેઓએ ઘણું સંકુચિત ભાવનાનું બનાવ્યું છે.

આટલું છતાં, જેણે આ બધા ધર્મો આપ્યા છે, તે જ્યારે આ બધા ધર્મો તરફ નજર કરે છે, ત્યારે તેમની અવનતિ અને ખામીઓ છતાં, આપણા કરતાં ઘણી વિશાળ બીજી દૃષ્ટિથી તે ધર્મોને જુએ છે. તેમણે આપેલું સત્ય વ્હેમના રૂપમાં કેવી રીતે ફેરવાઇ ગયું તેનો ઇતિહાસ તે જાણે છે અને દરેક વ્હેમની પાછળ તેમણે આપેલા સત્યનો કાંઇક અંશ તે જોઇ શકે છે, કારણકે જો તે અસલ સત્યના અંશની શક્તિ તે વ્હેમની પાછળ ન હોત તો તે વ્હેમ લાંબો વખત ટકી શકયો નહત. જે લોકો ધર્મ પાળતા નથી તેમને જોઇને ધર્મની કિંમત આંકતા નથી પણ જે થોડા–તેમના પસંદ કરાયેલા થોડા–જીવો પણ તે ધર્મ પૂર્ણ રીતે પાળતા હતા, અને પાળે છે, તે થોડા જીવોપરથી તે ધર્મનું મહત્ત્વ આંકે છે.

તે દરેક ધર્મને તેના ખરાબ અંશોથી નહિ પણ તેના સારા અંશોથી જાણે છે, અને તે પોતે પણ તે સારાં તત્ત્વો પ્રમાણે ચાલે છે, અને મનુષ્યોની ઉચ્ચ ભાવનાના ક્ષેત્રોને પાણી પાનાર જે દિવ્ય પ્રવાહ તેમનાદ્વારા વહે છે, તે દરેક ધર્મમાં રહેલા પ્રવાહને ચાહે છે.

તારકમંડળનો જે સભાસદ તે જગદ્ગુરૂની સાથે સંબંધમાં આવવા માગે છે, તેણે કાદવમાંથી બહાર કાઢી સ્વર્ગ તરફ ઉડવાની હૃદયને આંતરપ્રેરણા કરનાર જે સત્ય દરેક ધર્મ અને પંથમાં માલમ પડે છે, તે તેમણે આપેલા સત્યને માન આપતાં શીખવું જોઇએ. ખરી વાત છે કે પ્રથમ દૃષ્ટિએ આ અથવા પેલા પંથમાં તેમણે આપેલું સત્ય આપણને ના પણ જડે. બીજીવાર ત્રીજીવાર પ્રયત્ન કરવા છતાં પણ તે ના જડે. પણ સઘળો વખત સત્ય તો ત્યાંજ છે; પણ જ્યાંસુધી તે સત્ય જડે નહિ, અને આપાણું શિર ભક્તિભાવથી તે સત્ય આગળ ઝુકાવીએ નહિ ત્યાં સુધી આપણે આપણો પ્રયત્ન કરવો છોડી દેવો નહિ.

કારણકે જે સત્યને આપણે માન આપીએ છીએ તે જગદ્દગુરૂ તેમના અદ્દભુત સ્વભાવના અનેક સ્વરૂપોમાં એક સ્વરૂપે પોતેજ છે. શું તેમણે પોતેજ કહ્યું નથી કે "પત્થરાને ઉપાડ, અને ત્યાં તું મને શોધી શકશે લાકડાં કાપ ને ત્યાં પણ હું હોઈશ." મનુષ્યોની અ-પંણ કરેલી વસ્તુઓ પ્રભુ પાસે લઇ જવાને તેમને બોલાવવા મંદિરના ઘંટ વાગે છે, અને શંખ ફુંકવામાં આવે છે; અને પ્રભુ આગળ મનુષ્ય જાતિના પુરોહિત થવાને બોલાવવા માટે કાંસીજોડા વગાડવામાં આવે છે. રસ્તાપર આવેલા નાના મંદિરમાં તેમજ મોટા વિશાળ મંદિરમાં બુદ્ધધર્મના સ્તૂપ ઉપર કે મસ્જી-દના ચોગાનમાં વિશ્વમાં રહેલું શ્રેષ્ઠ તત્વ મનુષ્યમાં રહેલા શ્રેષ્ઠ તત્ત્વ આગળ તે પ્રકટ કરે છે.

આ વસ્તુઓ જાણવી, તેમને માન આપવું, અને તે પ્રમાણે વર્તવું—આ પ્રમાણે કરવાથી, જેવી રીતે તે પોતાના વિશ્વના ધર્મોદ્વારા પોતાની જાત સર્વ મનુષ્યોને આપે છે, તેવી રીતે આપણે જાતે આપણા જાતિબંધુઓને ધર્મ આપીએ છીએ.

# પ્રકરણ ૩ જું.

## પ્રભુનું જ્ઞાન.

જગદ્‌ગુરુ પ્રભુના જ્ઞાન સ્વરૂપી છે. સર્વ જમાના અને દેશોના મનુષ્યોએ જ્ઞાનને શોધ્યું છે, કારણકે જ્ઞાન પ્રાપ્ત કરવું એ પોતાના આત્મા ઉપર અને પોતાના સ્વભાવ ઉપર કાબુ મેળવવારૂપ છે. મનુષ્યો-નાં હૃદયોમાં સત્ય પામવાની તીવ્ર આતુરતા રહેલી છે; અને અજ્ઞાન અને માયા ગમે તેટલાં મિષ્ટ હોય તોપણ કોઈ પણ આત્મા લાંબા વખત સુધી તેમાં રહેવા ખુશી હોઇ શકે નહિ. મનુષ્યો પોતાની હયાતીનાં રહસ્યો સમજવાને ઈચ્છે છે, કારણકે તેઓ અનુભવથી જાણે છે કે તેમણે શોધેલું દરેક નવું સત્ય જીવનના પ્રશ્નોનો ઉકેલ આણવાને જોઈતું બળ તેમના હૃદયમાં અને મનમાંથી પ્રકટાવે છે.

જેમ જેમ મનુષ્યોએ જ્ઞાન પામવાને પ્રયત્ન કર્યો છે, તેમ તેમ જુદાં જુદાં વિજ્ઞાન શાસ્ત્રો મનુષ્યોનાં મનને સમૃદ્ધ બનાવવાને હયાતીમાં આવ્યાં છે. અત્યારે આપણને ધર્મ, વિજ્ઞાન, દવા, કાયદા, અર્થ શાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને વિદ્યાનાં બીજાં અનેક ખાતાઓનું જ્ઞાન છે. જ્ઞાનનું દરેક ખાતું મનુષ્યમાં રહેલી નિરાધારતા અને અજ્ઞાનને ઓછાં કરે છે. દરેક પ્રકારનું જ્ઞાન મનુષ્ય સ્વભાવના ક્ષણિક ભાવોને પવિત્ર બનાવવાને, પ્રબળ બનાવવાને અને તેમને આધ્યાત્મિકરૂપ આપવાને પ્રયત્ન કર છે. અને જ્ઞાનની વૃદ્ધિ થવાથી તે આસપાસની હકીકતોને સદ્‌જ્ઞાનના રૂપમાં ફેરવી નાખે છે, અને તે તેના સ્વભાવનું એક અંગ બની જાય છે.

જ્ઞાનમાં જેમ મનુષ્ય આગળ વધતો જાય છે, તેમ દરેક પગથિયે તેની દૃષ્ટિમર્યાદા વિશાળ બનતી જાય છે. એટલુંજ નહિ પણ તેના પ્રેમની મર્યાદામાં વિશાળ દુનિયા આવતી જાય છે, અને તે વિશાળ દુનિયાને તે પોતાના જ્ઞાનનો લાભ આપે છે જ્ઞાની મનુષ્ય પ્રતિક્ષણ બદલાતી પ્રભુની ક્રિયાઓની

દેખીતી અવ્યવસ્થાને વ્યવસ્થિત રૂપમાં ગુંથી લેછે, અને જેમ મનુષ્ય વિશેષ જ્ઞાની, તેમ વિશેષ સંખ્યાના આત્માઓને તે પોતાનામાં ગુંથે છે, આ પ્રમાણે જ્ઞાન આધ્યાત્મિકતા તરફ દોરે છે. અને જે જ્ઞાન દુનિયામાં આવેલું છે, તેથી દરેક પ્રજા અને દરેક ધર્મના મનુષ્યો એક અવિભાજ્ય મનુષ્યજાતિ રૂપમાં બંધાઈ જાય છે.

હવે આવું જ્ઞાન પ્રાપ્ત કરવું તે અકસ્માત બનતું નથી. પણ ઇશ્વરી યોજનાના વિકાસના પરિણામરૂપે તે બને છે, અને તે ઇશ્વરી યોજનાના જે વિભાગથી મનુષ્ય અંધકારમાંથી પ્રકાશમાં અને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં આવે છે, તે વિભાગના નિયામક આ મહાન્ જગદ્‌ગુરૂ છે. આથી આ જ્ઞાનમાર્ગમાં મનુષ્ય જે જે પગલું ભરે છે, તે તેમણેજ તૈયાર કરેલું હોય છે; અને આ દૃશ્ય વિશ્વમાં એવી એક પણ શોધ નથી બનતી કે જેમાં તેમનો અદૃશ્ય હાથ ન હોય.

જેમના સ્વભાવમાં મનુષ્યોથી પ્રાપ્ત થઈ શકે તેવું સર્વ જ્ઞાન છે, તેમને મન ધાર્મિક અને વ્યવહારિક,

સ્વર્ગીય અને પાર્થિવ એવા ભેદ હોતા નથી. દરેક બનાવ ઈશ્વરી યોજના પ્રમાણે બને છે, અને તે બનાવ બનવાથી તે યોજનાનું ગુપ્ત સોંદર્ય અને ભવ્યતા પ્રકટ થતાં જાય છે. પાણીના પ્રવાહમાં વમળો આવે છે અને તે વમળો પ્રવાહની વિરૂદ્ધ થોડો સમય ચાલતાં દેખાય છે. પણ તે ઉપરથી જેમ પાણીની ગતિ અને જુસ્સો વિશેષ રૂપમાં દેખાય છે, તેવી રીતે જગતમાં રહેલા અશુભથી તેમની દૃષ્ટિએ મનુષ્યના ખરા સદ્‌ગુણો અને ભલાઇ વિશેષ રૂપમાં પ્રકટ થાય છે. પ્રભુનું જ્ઞાન તે તેમનું છે. તેથી તે જાણે છે કે અશુભ કાંઇ નથી, નિઃસત્વ છે, તે તદ્દન ગર્ભિતઅવાજવાળું મૌન છે. અને મનુષ્યો દુનિયાને પાર્થિવ અને સ્વર્ગીય એવા ભાગમાં વ્હેંચવા પ્રયત્ન કરે, છતાં તેવું અશક્ય કામ તેઓ કરી શકશે નહિ. વિજ્ઞાન તેના સ્વરૂપમાં ગમે તેવું જડવાદી હોય, છતાં તેમને મન તો તે વિજ્ઞાન દિવ્ય વસ્તુઓનું જ્ઞાન છે, અને શંકાવાદ ગમે તેટલી શંકાઓથી ભરેલો હોય, છતાં તેમને મન તે શંકાવાદ

પણ જ્ઞાનના ચોકસ અને સ્થિર પાયા માટે સાવધ-પણાની લાગણી છે.

જગદ્ગુરુનું જ્ઞાન મનુષ્યોનાં મનને ચારે બાજુએથી લપેટે છે, અને તે મનને સાબીત કરવા, પ્રશ્ન કરવા અને શંકા કરવા સૂચવે છે કે જેથી મનુષ્ય-જાતિ પોતાના અપૂર્ણ જ્ઞાનથી કદાપિ સંતુષ્ટ થાય નહિ, પણ જ્ઞાનની પરાકાષ્ઠા પ્રાપ્ત કરે. ધર્મ, તત્વ-જ્ઞાન અને વિજ્ઞાનમાં કોઇપણ મહાન્ વિચારકે કોઇ પ્રશ્નનો વિચાર કરી નવાં પ્રેરણાત્મક સત્યો શોધ્યાં હોય, તેમાં આપણી મનુષ્યજાતિના જગદ્ગુરૂની—દુનિયાની મહાબુદ્ધિની—મદદ ન હોય એવું બન્યું નથી. સત્યની સર્વ શોધોમાં તે વિદ્યમાન હોય છે, અને સત્ય વડે મળનારા નવા પ્રકાશમાં પ્રભુના જ્ઞાનરૂપના તેમના સ્વભાવનો કોઇક ભાગ ઝળકી ઉઠે છે.

જગદ્ગુરૂ એ પ્રભુના જ્ઞાન સ્વરૂપ છે, તે રૂપે તેમના સ્વભાવ સાથે આપણા સ્વભાવનું ઐક્ય અનુભવવા માટે આપણે સર્વ પ્રકારના જ્ઞાનને માન આપવું જોઇએ. મનુષ્ય, કુદરત અને પ્રભુ સંબંધી,

વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, કે જેથી આપણા જ્ઞાન-દ્વારા સર્વ મનુષ્યોને આપણા હૃદયમાં ભેટી શકીએ. અને કુદરત જે પોતાના સ્રષ્ટા આગળ પોતાનું સ્વ-રૂપ કહી રહી છે, તે કુદરતને સમજનારા આપણે બની શકીએ. " સ્વચ્છ બુદ્ધિ એ દિવ્યતાનું સંગીત છે. " એવું ગ્રીસના સૌથી શ્રેષ્ઠ જ્ઞાની પાયથેગોરાસે કહ્યું છે; ઇશ્વરી સૂરમાં આપણો નજીવો સૂર પણ ભેળવી શકીએ તે માટે વિશેષ જ્ઞાન મેળવવાની શુદ્ધ નિઃસ્વાર્થ આતુરતા આપણા હૃદયમાં જ્યારે પ્રકટે છે, ત્યારે તે જગદ્ગુરૂ પોતાની મહાબુદ્ધિને આપણી બુદ્ધિ સાથે જોડી દે છે. અને આપણા માનસિક સ્વભાવદ્વારા આપણને પ્રભુ પ્રત્યે ખેંચે છે.

આપણી માનસિક શક્તિ ગમે તેવી પરિમિત હોય, આપણી દૃષ્ટિમર્યાદા તેમની દૃષ્ટિમર્યાદા સાથે સર-ખાવતાં ગમે તેટલી સંકુચિત હોય, છતાં સર્વ પ્રકા-રના જ્ઞાન તરફ પૂજ્યભાવ દર્શાવીને અને સત્યના શોધકો તરફ સહાનુભૂતિ દર્શાવીને આપણે જગદ્ગુરૂ સાથે સંબંધમાં આવી શકીએ. કારણ કે આ આપણો

અધિકાર છે. તે પ્રભુનું જ્ઞાન છે, માટે જ્ઞાનની સેવા દ્વારા, તેમનું જ્ઞાન આપણા મન દ્વારા પ્રકાશી નીકળે, અને જેવી રીતે તે આખી દુનિયાને સત્યના મહાન્ પ્રદાતા છે, તેવી રીતે આપણે આપણા પ્રમાણમાં આપણી નાની દુનિયાને સત્યના આપનારા થઈ શકીએ.



## પ્રકરણ ૪ થું.

---

## સૌંદર્યનું હૃદય.

---

જગદ્ગુરૂ સૌંદર્યનું હૃદય છે, એવો એક પણ મનુષ્ય નથી કે જેનામાં સૌંદર્યની કાંઇ પણ ભાવના ન હોય. ઉમદા સંસ્કૃતિમાં ઉછરેલા પુરૂષો અને સ્ત્રીઓ જીવનના અનેક સ્વરૂપોમાં સૌંદર્યને જુએ છે. પણ બીનકેળવાયલો જંગલી મનુષ્ય પણ જીવનમાં કોઇ એવી એકાદ એવી વસ્તુ જુએ છે કે જેમાં તેને સૌંદર્યનો ગુણ દેખાય છે. તે તેના હથીઆરના અથવા

ઢોરના આકારમાં સૌંદર્ય જુએ અથવા તો તારા ગ્રહ નક્ષત્રવાળા આકાશમાં અથવા તો પાણીના ધોધમાં અથવા તો સુંદર સરોવરમાં ભય અને સુંદરતાનું મિશ્રણ અનુભવે, અથવા તો પોતાના ગુલામ તરીકે જે સ્ત્રીને લાવે છે, તે સ્ત્રીની નાજુકતામાં તે સૌંદર્ય જુએ; વળી તે વસ્તુના ઉપયોગથી અથવા તે વસ્તુમાં રહેલા પોતાના હિતથી ભિન્ન તે કોઇપણ વસ્તુ અ-થવા બનાવમાં સૌંદર્યનું તત્ત્વ જુએ છે. આ સૌંદર્યની શુભ ભાવના પોષવી, એ સંસ્કૃતિનું કામ છે, અને વિકાસ પામેલા મનુષ્યમાં બીજી નૈતિક ભાવનાઓ જેવી કે આત્મભોગ, પવિત્ર જીવન, અને સત્ય, જે તેના વિકાસ પામતા જીવનને દોરે છે, તેની સાથે આ સૌંદર્યની ભાવના પણ હોવી જોઈએ.

વસ્તુઓ અમુક પદાર્થોની બનેલી છે, માટે સુંદર છે, એમ નથી, પણ મન તે તે પદાર્થોને નિહાળે છે, અને તે વસ્તુઓના સ્વભાવમાં અને તેના વિભાગોના પરસ્પરના સંબંધોમાં મન ઉપયોગ અને યોગ્યતા કરતાં કાંઈક વિશેષ તત્ત્વ જુએ છે, માટેજ તે રમણીય લાગે

છે. મહાન્ દિવ્ય મનમાં સર્વ વસ્તુઓનું, સર્વ સ્થળે, અને દરેક ક્ષણે પ્રતિબિંબ પડે છે; અને તે દિવ્ય-મન પૂર્ણ સુંદરતા રૂપ હોવાથી, તેની બહારના પદા-ર્થોમાં પણ તે વધતું કે ઓછું પોતાના સૌંદર્યનું પ્રતિબિંબ જુએ છે. જ્યારે સૂર્ય ઉગે છે, અને પ્રકા-શનાં કિરણો સૂક્ષ્મ હવાના પરમાણુઓથી વ્હેંચાઇ જાય છે, અને શ્વેત કિરણને ઉત્પન્ન કરનારાં આંદોલનો સાત રંગ રૂપે ફેરવાઈ જાય છે, ત્યારે આ ફેરફારોને નિહાળતું દિવ્ય મન તેની આગળના નવા બનાવને જોઇ પોતાના સુંદરતાના ધોરણ ઉપરથી જણાવે છે કે સૂર્યોદય અતિ સુંદર છે. અને આપણે તે મનનો જે પ્રમાણમાં અનુભવ કરીએ, તે પ્રમાણમાં સૂર્યોદયમાં આપણે સુંદરતા જોઇ શકીએ. જેનામાં લાગણી કેળ-વાઇ નથી, તેવી કલ્પનાશક્તિવાળો મનુષ્ય જ્યારે સૂર્યોદય પ્રતિ જુએ છે, ત્યારે ત્યાં તેને સુંદરતા જ-ણાતી નથી. તેનું કારણ એજ છે કે તેની કલ્પના શક્તિ દિવ્ય મનની લાગણીનું દર્પણ થવાને અસમર્થ છે. પણ નાજુક પ્રકૃતિવાળું બાળક સૂર્યોદય-

માં કાંઇક સાંદર્ય જોશે, અને ચિત્રકાર તેમાં વિશેષ સૌંદર્ય જોઈ શકશે, કારણ કે તે બાળક અથવા ચિત્રકાર પોતાની શકિતના પ્રમાણમાં દિવ્ય મનની લાગણીના દર્પણ થઈ શકવાનું સામર્થ્ય ધરાવે છે. જીવનની સર્વ વસ્તુઓમાં જ્યાં કાંઇ પણ સુંદરતા જોવામાં આવે છે. ત્યાં મનુષ્યો સુંદરતા જોઈ શકે છે તેનું કારણ એ છે કે મનુષ્યોનાં મન અને હૃદય દિવ્ય મનમાં રહેલા સુંદરતાના વિચારોનું પ્રતિબિંબ પાડે છે.

હવે આ દિવ્ય મનના શુદ્ધ અને પૂર્ણ દર્પણરૂપ જગદ્‌ગુરુનો અદ્‌ભુત સ્વભાવ અને જીવન છે. તે અનંત દિવ્યમન અને મનુષ્યના પરિમિત મનની વચમાં ઉભા છે; અને દિવ્ય મનમાં સૌંદર્ય સંબંધી જે આંતરપ્રેરણાઓ, વિચારો અને લાગણીઓ સદા સર્વદા રહેલા છે, તે મનુષ્યોના સ્વભાવ ઉપર પ્રસારવા તે તેમનું મનુષ્યો પ્રત્યેનું એક કામ છે. જેવી રીતે સૂર્યનો પ્રકાશ પુલની કળીની આસપાસ અને કળી ઉપર પડીને તે કળીની બીડાયેલી પાંખડીઓને

વિકસાવી તેનું પુષ્પ બનાવે છે, તેવી રીતે જગદ્દગુરૂ પોતાના પ્રેમમય હૃદયમાં સર્વ મનુષ્યોને લપેટી લેછે અને તેમનાપર દરરોજ એવી અસર કરે છે કે જેથી સૌંદર્યની કદર બુઝવાની અને સૌંદર્ય ઉત્પન્ન કરવાની તેમની ગુપ્ત શક્તિઓ પ્રકટ થાય. જેમનો સ્વભાવ દિવ્ય સૌંદર્યનું પ્રતિબિંબ છે, તે જ્યાં જ્યાં મનુષ્યો વિચાર કરતા હોય, લાગણી દર્શાવતા હોય, કલ્પનાઓ કરતા હોય અને કામ કરતા હોય ત્યાં ત્યાં સર્વત્ર સૌંદર્ય જુએ છે. તે સંભાળપૂર્વક, વ્યવસ્થાસર પગથિયે પગથિયે, એવી ગોઠવણ કરે છે કે મનુષ્યો તેમની સુસ્ત દશામાંથી જાગ્રત્ થાય અને દિવ્ય મનની સાથે આનંદપૂર્ક ભાગ લઈ શકે.

આથી ઇશ્વરીયોજના પ્રમાણે કવિઓ, ગાયકો, ચિત્રકારો, શિલ્પશાસ્ત્રીઓ, રચનાઆરાઓ, સંગીતશાસ્ત્રીઓ, અને દરેક જાતના કારીગરો હયાતીમાં આવે છે, અને કુદરત, મનુષ્ય અને ઇશ્વરમાં રહેલ સૌંદર્યના સંબંધમાં ઉપર જણાવેલા પુરૂષોમાંના દરેકને કાંઈક સંદેશ આપવાનો હોય છે. આપણી ભૂત-

કાળની વર્તમાનકાળની અને ભવિષ્યકાળની પણ સર્વ કળાઓનું મૂળ તે જગદ્ગુરુમાં રહેલું છે. તે અદૃશ્ય-રીતે મનુષ્યજાતિને જીવનનું અદ્ભુત નાટક વર્ણવે છે, અને તેમની પાછળ કવિઓ અને નાટકકારો પોતાનાં નાટકો અને કથાઓ રચે છે, અને કરુણાજનક તથા હાસ્યજનક કથાઓદ્વારા અને મનુષ્યના બોધને સારૂ જે પાઠ શીખવવા માગતા હોય તે તેઓ શીખવે છે. તે પ્રથમ પ્રેમનાં રાગભર્યાં ગીતો ગાય છે, અને પૃથ્વીપરના પ્રેમીજનો તેમને અનુસરીને, પોતાનાં પ્રેમનાં ગીત રચે છે. તે પોતાની અપૂર્વ ભક્તિથી અદૃશ્ય પ્રકૃતિમાં એક પછી એક સૌંદર્યનાં આકારો રચે છે, અને તેને અનુસરીને પૃથ્વીના શિલ્પીઓ, તેમણે રચેલા આદર્શ નમુનાના દર્શન કરીને, સ્તૂપો, મિનારાઓ, ઘુમટો, અને શિખરો વગેરે રચે છે. તે પોતાના જ્ઞાન, પ્રેમ અને શક્તિવડે સર્વના ઐક્ય ઉપર ભાર મૂકે છે, અને તેને અનુસરીને મનુષ્યો મકાનોની સમરચના, અને સ્વરના સમતાલ દ્વારા દિવ્ય મન તરફ પહોંચવાનો પ્રયત્ન કરે છે.

એવો એક પણ આત્મા નહિ હોય કે જેના સ્વભાવ ઉપર સૌંદર્યના દિવ્ય આદર્શોદ્વારા જગદ્ગુરુ કાંઇ પણ અસર હરરોજ નહિ કરતા હોય. દરેક મનુષ્યના હૃદયમાં રહેલા પ્રેમદ્વારા તે હૃદયનાં દ્વાર ઠોકે છે, પણ જ્યાંસુધી તે હૃદય સૌંદર્ય અને સૌંદર્યના નિયમોને માન આપવા તૈયાર ન બને ત્યાં સુધી તે નવીન સંદેશ સાથે રાહ જોતા દ્વાર આગળ ઉભા રહે છે. જે અનંતકાળમાં વસે છે, તે જ્યારે મનુષ્યોનાં હૃદય સૌંદર્ય તરફ પૂર્ણ ખુલ્લાં થાય છે ત્યારે તે મનુષ્યોને સર્વ વસ્તુઓની શાશ્વત કિંમત આપવા ઇચ્છે છે. આપણને–તેમના બંધુઓને–જ્યાં તે આજે ઉભા છે, ત્યાં એક દિવસ ઉભા રહેવામાં મદદ કરવામાટેજ તેમણે આ ઉચ્ચતા પ્રાપ્ત કરી છે. આપણે તેમની માફક સૌંદર્યને ચાહીએ અને સૌંદર્યને પેદા કરીએ એમ તે ઇચ્છે છે; અને તેથી સૌંદર્યની ભાવનાદ્વારા આપણી સાથે સહકાર કરવા તે માગે છે, આ સૌંદર્યની ભાવના આપણામાં પ્રાથમિકરૂપમાં હોય છતાં તે આપણામાંના દરેકમાં છે–તદ્દન સાદા મનવાળા તથા

નહિ વિકાસ પામેલા મનુષ્યના મનમાં પણ સૌંદર્યની કાંઇક ભાવના તો અવશ્ય હોય છે.

સૌંદર્યના હૃદયરૂપ જગદ્ગુરુ સાથે આપણે કેવી રીતે સંબંધમાં આવી શકીએ? આપણે તેમની સાથે સંબંધમાં કેમ ન આવી શકીએ? શું દરેક છોડવાને પુષ્પ નથી, રે નકામા છોડવાને પણ શું પુષ્પ નથી? બાળક જેવા હૃદયથી આપણે તે સૌંદર્યને વધાવીશું અને આપણા પૂજ્યભાવ અને આનંદને લીધે તે સૌંદર્યના હૃદય તરફથી જરૂર આપણને આશીર્વાદનો પ્રવાહ અવશ્ય મળશે.

જો આપણે દરેક પાંદડામાં, ડાંખલીમાં તેમજ મોટી ડાળીઓમાં સૌંદર્ય જોવાની ટેવ પાડીએ, તથા ખનિજ પદાર્થો અને બાહ્ય આકારની અદ્ભુત રચનામાં આનંદ લેતા થઇએ તો જેવી રીતે દિવ્ય મન આ વસ્તુઓને જુએ છે, તેવી રીતે જોતાં તે આપણને શીખવશે. ખનીજ પદાર્થોમાં તેમજ છોડવાઓમાં, પશુઓમાં તેમજ મનુષ્યોમાં જે પ્રકાશ અને છાયા, રંગો અને આકારો જોવામાં આવે છે, તે સર્વ સૌંદર્યના

દર્પણુ રૂપ છે, અને એવું એક પણ સ્થળ નથી કે જ્યાં આપણને સાંદર્ય ન જણાય. બહારની દેખીતી વસ્તુ-ઓની ક્ષણિક સુંદરતામાં આનંદ લેતા આપણે થઇએ તે પછી આંતર અને અદૃશ્ય વસ્તુઓ-વિચારો, લાગણીઓ, ભાવનાઓ, વિજ્ઞાનશાસ્ત્રો, અને નિયમો-ની સુંદરતામાં રસ લેવાને આપણી જાતને કેળવીએ છીએ, ત્યારે જગદ્‌ગુરૂ આપણી પોતાની સાથે એકતા કરશે, અને આપણને જણાવશે કે દૃશ્ય તેમજ અદૃશ્ય દુનિયાની બધી સુંદરતાઓ એકજ સુંદરતા—દિવ્ય મનની સુંદરતા—તરફ આપણને લઈ જાય છે.



## પ્રકરણ ૫ મું

### " આ મારા બંધુઓ "

આ દુનિયામાં સર્વ મનુષ્યોના એક મહાન્ વડીલ બંધુ હયાત છે, એ વિચાર એટલો ભવ્ય છે કે તે વિચારમાં રહેલો આનંદ અને પ્રેરણા શબ્દોમાં દર્શાવવાનું કામ સહેલું નથી. જગદઉદ્ધારના મોટા નાયક થોડા વર્ષોમાં દુનિયામાં આવનાર, છે, એ ભાવનામાં રહેલી તીવ્ર જીવનશકિતનો તમારામાંના કેટલાકને કયારનોએ અનુભવ થયો હશે. આ વિચારમાં સૌથી પ્રેરણાજનક ભાવ એ છે કે આપણે ગમે તેવી સામાન્ય સ્થિતિના હોઇએ, છતાં તેમનું કામ પૂર્ણ રીતે વિજયી થાય તે વાસ્તે તેમને આપણી મદદની જરૂર છે.

આ દુનિયા જેમાં આપણે સખત મહેનત કરવી પડે છે, અને જેમાં ઘણીવાર આપણને એકલાપણાનો

અનુભવ થાય છે, તેવી દુનિયામાં આ એક અદ્‌ભુતમાં અદ્‌ભુત ભાવના છે કે આપણી બાજુએ આપણા વડીલબંધુ અદૃશ્ય રીતે ઉભેલા છે. તે આપણી હાલની સ્થિતિ અને આપણા આદર્શને સમજે છે, અને આપણી આગળ જે આદર્શ ખડો કર્યો હોય, તે આદર્શની સમીપ એકાદ પગલું પણ જવાને આપણને મદદ કરે છે. જો આપણે પૂર્વના તારક મંડળના સભાસદ થઇને જગદ્‌ગુરૂમાં પૂર્ણ શ્રદ્ધા રાખીએ, તેમની અંદર પૂર્ણ વિશ્વાસ રાખવાનો પ્રારંભ કરીએ, તો આપણી આધ્યાત્મિક શક્તિઓનો નવો વિકાસ થશે. આ વાસ્તે જે જરૂરનું છે, તે એજ કે આપણને લાગવું જોઇએ કે મહાન્‌ગુરુ હયાતી ધરાવે છે, અને દરરોજ આપણે તેમને વધારે વધારે જાણવાને પ્રયત્ન કરવો જોઇએ.

આ સ્થળે સ્વાભાવિક રીતે એ પ્રશ્ન થાય કે આપણાં નાનાં મન તેમને શી રીતે ઓળખી શકે અને તેમની સાથે કેવી રીતે સંબંધમાં આવી શકે ? તેનો જવાબ આ પ્રમાણે છે. તેમનો સ્વભાવ આપણા

સ્વભાવથી જુદા પ્રકારનો નથી, માટે આ સંબંધ થવો સંભવિત છે. ખરી વાત એ છે કે આપણે નાના છીએ, પણ તેમનામાં માનુષી સ્વભાવ પણ છે, માટે આપણી લઘુતાઓને તેમણે પોતાના સ્વભાવમાંથી દૂર કરી નથી. તેમના વિશાળ હૃદયથી તે આપણને ભેટે છે, અને જેવી રીતે તે આપણને શોધે છે તેવી રીતે જો આપણે તેમને શોધીએ તો, જરૂર તેમનો અને આપણો સંબંધ થશે.

જ્યારે તેમને શોધવાનો આપણે આરંભ કરીએ, ત્યારે આપણા મનમાં સ્વાભાવિક પ્રશ્ન એ ઉઠે છે કે તે કયાં છે? આ વિષય ઉપર હું આજે તમને કહેવા માગું છું.

તેમણે ઘણાં વર્ષોપર આપણને તેમનાં અકળ સ્વભાવ વિષે જણાવ્યું હતું. જો કે તે એક વ્યક્તિ છે, મનુષ્યોની વચ્ચે એક મનુષ્ય છે, છતાં તેમનો સ્વભાવ એવો અદ્‌ભુત છે કે તે સર્વ વસ્તુઓમાં હયાતી

ધરાવે છે. તેમણે પોતાના મહાન્ જીવનના ગુપ્ત સ્વ-
રૂપ વિષે એકવાર કહ્યું હતું કે;

" Raise the stone, and there thou shalt
find Me; cleave the wood and: there am I"

"તમે એક પથ્થરો ઉપાડો, અને ત્યાં પણ તમે
મને જોશો; તમે લાકડાને કાપો, અને ત્યાં પણ હું
વિદ્યમાન છું"

આ પ્રમાણે તેમના પોતાના મુખેથી આપણે સાંભ-
ળીએ છીએ કે જ્યાં જ્યાં ગુપ્ત અવર્ણનીય તત્ત્વ કે
જેને જીવન કહેવામાં આવે છે. તે જ્યાં જ્યાં હોય
છે, ત્યાં ત્યાં તે પોતે પણ હોય છે, તે જોકે સર્વ જીવ-
નોની સાથે માલમ પડે છે, છતાં જ્યાં મનુષ્યત્વના
અમુક ગુણો જણાય છે, ત્યાં તે ખાસ કરીને માલમ
પડે છે. તે આપણા બંધુ છે, કારણ કે તે એકવાર
મનુષ્ય હતા. હાલ તે સર્વ મનુષ્યજાતિ કરતાં વિશેષ
મહાન્ છે, કારણકે તે આપણા વર્તમાન મર્ત્ય સ્વ-

ભાવની મર્યાદાઓને ઓળંગી ગયા છે, અને હિન્દુસ્તાના સદ્‌ગુણો તેમણે ધારણ કર્યા છે.

પણ તે મનુષ્ય છે, તેટલા માટે જ્યાં જ્યાં મનુષ્યો હોય છે, ત્યાં ત્યાં તે માલમ પડે છે. જ્યારે આપણે જગદ્‌ગુરૂની શોધ કરીએ, ત્યારે આ ગંભીર સત્ય આપણે અંતઃકરણમાં રાખવું કે તે કેવળ કોઈક અદૃશ્ય ભુવનમાં, કોઈ અસાધારણ પરિસ્થિતિમાં, કોઈ અનુપમ સ્થાનમાં, અથવા પવિત્રમાં પવિત્ર સ્થળમાંજ માલમ પડશે, એમ નથી, પણ જ્યાં જ્યાં મનુષ્યો કામ કરતા હોય છે, વિચાર કરતા, લાગણી ધરાવતા, દુઃખ ભોગવતા, સુખી થતા હોય છે, ત્યાં ત્યાં તે માલમ પડે છે. જ્યાં મનુષ્યો હોય ત્યાં તે માલમ પડે છે.–એવા શબ્દો મેં તમને જણાવ્યા. હું તમને જીવનના એક કેટલાક ખાસ સ્વરૂપો તરફ દોરવા માગું છું કે જ્યાં જો આપણે ખરા જીગરથી શોધીએ તો જરૂર આપણે તેમને શોધી શકીએ. અને જીવનનું પ્રથમ મોટું સ્વરૂપ કે જ્યાં તે માલમ

પડે, તે આ દુનિયામાં મનુષ્યોને માથે આવી પડતું દુઃખ છે.

દિવ્ય જીવનનું નિવાસસ્થાન દુઃખ પણ હોય, એવું વિચારવાની આપણને ટેવ પડી નથી. આપણે સુખના વધારાને દિવ્યતાના ગુણો રૂપ માનીએ છીએ, પણ દુઃખના રણક્ષેત્રમાં પણ જ્ઞાનનો પ્રકાશ આવી શકે છે, તે આપણે ભૂલી જઇએ છીએ. મહાન્ જગદ્ગુરુ આપણી મનુષ્યજાતિ સાથે જોડાયેલા છે, તેથી જ્યાં જ્યાં મનુષ્ય દુઃખ ભોગવતો હોય ત્યાં ત્યાં તેમને કેવી રીતે આપણે શોધવા તે આપણને આવડતું હોય તો આપણે તેમને શોધી શકીએ, કારણકે તેમનું ચૈતન્ય એટલું વિશાળ છે, એટલું સર્વવ્યાપી કે જેથી દુઃખ પામતી મનુષ્ય જાતિ તેમાં સમાઇ જાય છે. તે મનુષ્યોના દુઃખો, ચિંતાઓ, કસોટીઓ અને શોકની નોંધ લે છે. એક કવિ લખે છે કેઃ–

"દયા અથવા દુઃખની એવી એક પણ બુમ નહિ પડી હોય, અથવા નિર્બળતા કે અશુભને ખાતર એવો એક પણ પોકાર નહિ ઉઠયો હોય કે જેની નોંધ

દિવ્યનગરમાં લેવામાં નહિ આવી હોય અથવા તો જેનો પડઘો અંનત ગીતમાં ન પડયો હોય!"
તેમના ચૈતન્યમાં મનુષ્યજાતિની પૂર્ણ નોંધ રહે છે. માનુષી દુઃખ શું છે, તે તે જાણે છે; છતાં તે દુઃખને પ્રકાશમય ગુણ આરોપે છે અને તે દ્વારા દરેક વ્યક્તિના દુઃખમાંથી જ્ઞાન અને બળનો ગુણ પ્રકટ કરાવે છે. આપણી નાની દુનિયામાં આપણે તેમના તે ગુણનું અનુકરણ કરવું જોઇએ. માટે જ્યાં જ્યાં દુઃખ આપણા જોવામાં આવે, ત્યાં ત્યાં તેથી આપણે પાછા હઠીશું નહિ, અને આપણા પોતાના સ્વભાવમાં ભયથી દાખલ થઇ જઇશું નહિ પણ આપણે તેમાંથી સમજીશું કે દુઃખમાં આપણે વાસ્તે કર્તવ્ય કરવાનું ખડું થાય છે.

આપણા બંધુઓનાં શારીરિક દુઃખના સંબંધમાં દીલસોજીવાળા પુરૂષો કે સ્ત્રીઓ તરીકે તે દુઃખ દૂર કરવાને આપણે આપણાથી બનતું કરીશું; પણ લોકોનાં દુઃખો તરફ આપણે આપણા મનનું વલણ કેવું રાખવું તે સંબંધમાં હું તમને કહેવા માગું છું. અમુક મનુષ્ય દુઃખ ભોગવે છે, તે જગદ્‌ગુરુ જાણે

છે, અને જગદ્ગુરુની દયા તેના પ્રત્યે ત્યાં અને તેજ સમયે વહે છે.

તમે તે દુઃખ જોતી વખતે, જો તમારી માનસિક દૃષ્ટિને એટલી સ્પષ્ટ બનાવો કે જે વડે તમે તે દુઃખની આસપાસ તે જગદ્ગુરુની મહાદયા જોઇ શકો તો તમે જગદ્ગુરુના સ્વભાવને કાંઇક અંશે શોધી કાઢયો છે, એમ મનાય. માનસિક દુઃખના સંબંધમાં પણ તેવીજ સ્થિતિ છે. તે સર્વ જાણે છે અને તેમની દુઃખ ભોગવવાની મોટી શકિતમાં મનુષ્યજાતિનું બધું માન-સિક દુઃખ સમાઇ જાય છે. પણ તે દુઃખને પોતાનો દિલસોજી અને પ્રકાશનો ગુણ અર્પે છે. તેથી તમારા બંધુના દુઃખ તરફ તમે યોગ્ય વૃત્તિ રાખો તો તમને ત્યાં જગદ્ગુરુના સ્વભાવના કાંઇક અંશો જડશે.

જો આપણે આપણા પોતાના દુઃખનો વિચાર કરીએ, તો ત્યાં પણ આ પ્રશ્ન તેવાજ પ્રકારનો છે. તે આપણું દુઃખ જાણે છે, અને તે આપણી સાથેજ છે. તેમણે 'મુકિતના નાયક'ની મહાપદવી તેટલા માટેજ મેળવી છે કે તે આપણા સઘળા દુઃખના પ્રસંગોમાં

તેમજ સુખના પ્રસંગોમાં આપણી સાથે રહી શકે. જ્યારે આપણું દુઃખ આપણા ચૈતન્યમાં ભરાય ત્યારે તેમને મળવું હોય તો આપણે દુઃખ સાથે સહકારની વૃત્તિ ખીલવવી. આપણને આવી પડેલા દુઃખમાં પણ દિવ્ય યોજનાનો હેતુ સફળ થતો જાય છે, એમ આપણને લાગવું જોઇએ. આપણામાં શાંત સ્વાર્પણતા અને પૂર્ણ ધૈર્ય હોવાં જોઇએ. આ આપણે કઇ રીતે ખીલવીએ છીએ, તે ઓછું અગત્યનું છે. કાંતો આપણે પ્રભુ ઉપર વિશ્વાસ રાખી એમ કહીએ કે "તારી ઇચ્છા સફળ હો" અથવા તો કુદરતનો–કર્મનો નિયમ પોતાનું કાર્ય કરી રહ્યો છે. જ્યાં સુધી આપણે દુઃખમાં કાંઇક મહાન્ હેતુ રહેલો છે, એમ સ્વીકારીએ ત્યાં સુધી જગદ્ગુરૂ આપણી સાથે છે. અને જો આપણે આપણા હૃદયના ઊંડા ભાગમાં દુઃખ ભોગવીએ અને દુઃખને કારણે જે હુંપણાનો ભોગ આપવો પડે, તેમાં પણ દિવ્ય હેતુની સિદ્ધિ છે, એમ આપણે સ્વીકારીએ તો તે સ્વીકાર દ્વારા આપણે જગદ્ગુરૂને ઓળખી શકીએ. જે દુઃખ દુનિયામાં હયા

ત છે, અને જે દુઃખ ઘણા લોકોને પાછા હઠાવે છે તે દુઃખ દર્પણ રૂપ બનાવી શકાય કે જેમાં મહાન જગદ્‌ગુરૂના સ્વરૂપનું પ્રતિબિંબ પડી શકે,

જ્યાં જ્યાં મનુષ્યો, છે ત્યાં ત્યાં તે છે. તેટલા માટે જ્યાં આનંદ હોય છે, ત્યાં તે માલમ પડે છે. આનંદ જીવનનો સ્વાભાવિક આંતરિક પ્રવાહ છે; અને દુઃખ એતો બે પ્રકારના સૂર વચ્ચેના સમયને પુરનારા પૂળ રૂપ વિરોધ છે. જ્યાં જ્યાં આનંદ છે, ખાસ કરીને નાનાં બાળકોનો પવિત્ર અને સાદો આનંદ છે, ત્યાં તે મહાન્ જગદ્ ગુરૂના ગુપ્ત જીવનનો કાંઇક ભાગ છે. તે મહાન્ ગુરૂ આપણી પાસે સર્વ વસ્તુઓમાં છે. એવો વિચાર સઘળો સમય તમે કરો, એમ હું ઈચ્છુ છું. આપણે ઘણીજ જડપથી આનંદ શોધી શકીએ છીએ. આનંદ કયાં શોધવો એ આપણે જાણીએ તો સર્વ સ્થળે સર્વ સમયમાં તે શોધી શકીએ. ખરેખર રસ્તા ઉપર આવેલા નાના જંગલી પુષ્પમાં પણ તે આનંદ છે. જ્યારે સૂર્યોદય ન હોય તે વખતે અંધકાર મય દિવસમાં પણ જો આપણી આંખ કેળવાયેલી

હોય તો આપણે વાદળ તરફ દષ્ટિ ફેરવીએ, અને તે વાદળોનો સંગમ, તેઓનો પ્રકાશ અને છાયા આ સર્વનો આપણે આનંદ લઈ શકીએ. પાપ અને અશુભ હોય ત્યાં પણ આપણને આનંદ મળી શકે, કારણ કે, ત્યાંય પણ સર્વથા બેડોળ ન હોય તેવી કેટલીક લીટીઓ આપણને જણાશે. અવનતિ અને ગુન્હાના સ્થળોમાં પણ દિવ્ય હેતુના મહત્ત્વનો કંઈક અંશ જોવામાં આવે. એવી એક પણ પળ નથી, અથવા એવું એક પણ સ્થાન નથી કે જ્યાં આપણને આનંદ ન મળી શકે. જેવી રીતે આપણે બાળકોનાં સુખને વધાવીએ તેવી રીતે–સુંદર રીતે–જો આપણે આનંદને વધાવીએ તો આપણામાં જગદ્‌ગુરુનો સ્વભાવ પ્રકટ થવા લાગશે. આપણને જગતમાં જે આનંદ મળે તે આનંદ દ્વારા તે આપણને સંદેશ પહોંચાડે છે. દુનિયાના આનંદો દ્વારા આપણી વૃદ્ધિ કરાવી તે આપણા સ્વભાવને વિકસાવે અથવા તો તેને દિવ્ય સ્વભાવનો ઉંડો ખ્યાલ લેતો બનાવે. આપણે કરેલી સારી સેવાઓના પરિણામ તરીકે સર્વ પ્રકારના આનંદો આપણને મળે છે, પણ

જ્યારે તે આનંદ આપણને મળે, ત્યારે તે આપણા પોતાના વાસ્તે છે એમ માનીને તેનો સ્વિકાર કરવા ને બદલે બીજાઓને મદદ કરવાના ખજાના રૂપ તે છે, એમ ગણીને તેનો સ્વીકાર કરવો જોઇએ

જ્યારે આપણે નવો આનંદ પ્રકટાવવાના કામમાં રોકાયેલા હોઇએ ત્યારે આપણે તે પ્રેમની મૂર્તિને નવીન માર્ગે ભેટીએ છીએ. આનંદ અથવા સૌંદર્યને પ્રકટાવનાર કોઇ કાર્ય આપણે કરીએ છીએ ત્યારે જે આનંદ અને સૌંદર્ય તે દુનિયાને આપે છે, તેના ન્હાના દર્પણ રૂપ આપણે ગુપ્ત રીતે બનીએ છીએ તે મનુષ્ય અને ઈશ્વરની વચમાં મધ્ય માર્ગે ઉભા છે, અને પ્રભુના જીવનના અવર્ણનીય આનંદો અને સૌંદર્યતાઓ મનુષ્યોના હ્રદય અને મન ઉપર પ્રકટાવવા ને રાહ જોયાં કરે છે.

જ્યારે આપણે કોઈ પણ પ્રકારના આનંદને વધાવીએ છીએ, ત્યારે જગદગુરૂની હયાતી વિષે આપણે જાણતા ન હોઈએ તોપણ તેમનો સ્વભાવ આપણી સાથે હોય છે. તે હયાતી ધરાવે છે, અને જ્યાં

આનંદ પ્રકટે છે, ત્યાં તે હોય છે, એમ જો આપણે સ-
મજીએ તો તેમનો કેટલો બધો વિશેષ સ્વભાવ આ-
પણી સાથે સંબંધમાં આવી શકે ? આપણે તારક
સંઘના સભાસદો છીએ, અને આ સંઘમાં દાખલ થઈ
તેમના આગમન માટે જગતને તૈયાર કરવાનું વચન
આપ્યું છે, માટે આપણને તેમના કામ કરનારાઓ
તરીકે તેમણે સ્વીકાર્યાં છે; જે ખાસ મંડળ તેમના
આગમનની તૈયારી કરે છે, તે મંડળના આપણે સભા-
સદો છીએ. કેટલેક અંશે તેમણે આપણને પોતાના
ગણ્યાં છે, તેવા આપણે તેમના નામે આનંદને ભેટીએ,
તો સુંદરતા સાથે તેમજ દુનિયામાં રહેલા સુખની
સાથે સંબંધમાં આવતાં મહાન્ જગદ્ગુરૂના કાંઇક
સ્વરૂપનો આપણને ખ્યાલ આવી શકે. કેટલીક રીતે
આનંદ ઉત્પન્ન કરવાનું કામ ગણું સરલ છે. માયાલુ
શબ્દ, મંદ સ્મિત, સુંદર વિચાર, ભક્તિની ઉંડી
ભાવના—આવી ઘણી નાની બાબતો દુનિયાના આનંદને
વધારે છે; અને આપણે મહાન્ ગુરૂના વાસ્તે જીવન
અર્પણ કરવા પ્રતિજ્ઞા કરી છે, તેવા કાર્ય કરનારાઓ

જો તેમના નામે આનંદ પ્રકટાવીએ તો આપણુને જણાશે કે તે પ્રકટાવવામાં આવેલા હરેક પ્રકારના આનંદ સાથે આપણુને તેમની હાજરીનો વિશેષ વિશેષ અનુભવ થતો જાય છે.

બાળકોના સંબંધમાં કેવું ભવ્ય કામ આપણે કરવાનું છે, તે બાબત વર્ણવવાની ભાગ્યેજ જરૂર છે; કારણ કે આપણે જાણીએ છીએ કે બાળકો તેમનાં અદ્દભુત સ્વભાવના એક સ્વરૂપનું પ્રતિબિંબ છે. જ્યારે આપણે બાળકોને સુખી બનાવીએ અને તેમની વર્તમાન સ્થિતિ ફેરવીએ કે જેથી તેમનો દિવ્ય સ્વભાવ વિશેષ પ્રકટી નીકળે, ત્યારે તે આપણું કામ જોતા હોય છે. આપણા કામને વિશેષ હેતુ પ્રમાણે અને અમુક રીતે તે દોરે છે. જેવી રીતે સૂર્યના પ્રકાશમાં પુષ્પો ખીલે, તે રીતે બાળકોને સુખી બનાવવાને કામ કરવું તે મહાન્ ગુરૂ સાથે સંબંધમાં આવવાની એક રીત છે.

આપણે વારંવાર જણાવીએ છીએ તેમ જગદ્ ગુરૂ પ્રેમનો મહાન્ તારો છે. આપણે કેટલીક વાર

એમ ધારીએ છીએ કે તેમનો આપણા પ્રત્યેનો પ્રેમ તે એક જાતનો ધાર્મિક પ્રેમ છે. આપણને લાગે છે કે તે એટલા દિવ્ય છે કે આપણા સામાન્ય પ્રેમના વિષયમાંથી તેમને અલગ રાખવા જોઇએ; પણ વસ્તુ સ્થિતિ આવી નથી.

આપણે જે કોઈ પ્રકારનો પ્રેમ પ્રકટાવી શકીએ, તે દ્વારા તે આપણા માનુષી સ્વભાવમાં જીવે છે. અને ખરા પ્રેમનું પાત્ર ગમે તેવું બાલીશ હોય તો પણ તેમાં કાંઈ હલકાઇ લાવનારૂં નથી, કારણકે પ્રેમ સદા પવિત્રજ હોય છે. જો આપણે પ્રેમદ્વારા પ્રભુને શોધવા પ્રયત્ન કરીએ તો આપણામાં સંભવી શકે તેવા સઘળા પ્રકારના પ્રેમમાં તે દેખાય છે. આપણને કેટલીકવાર એમ લાગે છે કે આપણા પ્રેમ સંબંધો—મા અને બાળકનો, પતિ પત્નિનો, બાળકનો માતાપિતા પ્રત્યેનો, મિત્ર મિત્રનો, આ બધા સંબંધો—પ્રભુ સ્વીકારી શકે તેવા ધર્મિષ્ઠ સંબંધો નથી. આપણને એમ લાગે છે કે પ્રભુ સ્વીકારી શકે તેવો પ્રેમ ભક્તિનો કે ધર્મનો જ હોઇ શકે, પણ વસ્તુસ્થિતિ એમ નથી, અને

એમ હોઈ શકે પણ નહિ. જો તમારો પ્રેમ ખરો અને શુદ્ધ હોયતો તેમાં જગદ્‌ગુરૂનાં પ્રેમનાં કાર્યોનું પ્રતિબિંબ પડે છે. ખરી વાત છે કે ઘણા લોકો તેમના પ્રેમમાં જગદ્‌ગુરૂને શોધતા નથી, પણ જો આપણા પ્રેમદ્વારા તેમને શોધીએ તો જરૂર તે આપણને મળે એ વાત પણ તેટલીજ ખરી છે. એટલા માટે આપણે આપણા પ્રેમને શુદ્ધ બનાવવો જોઇએ, અને આપણા પ્રેમમાં તેમને જોડવા જોઇએ. આ કામમાં શરમ લાગવી જોઇએ નહિ, કારણકે તેમના સ્વભાવમાં આપણો પ્રેમ અને સ્નેહ પવિત્ર બને છે, અને આપણા સામાન્ય માનુષી સંબંધોમાં પણ તે આપણને પવિત્રતાથી અને આધ્યાત્મિકતાથી ચ્હાતાં શીખવશે. આ પવિત્રતા અને આધ્યાત્મિકતા આપણામાં તેમની મદદ વિના આવી શકી હોત નહિ; માટે આપણા સ્નેહ સંબંધોમાં પણ આપણે તેમને ભેટતાં શીખી શકીએ.

ખાસ કરીને આવે માર્ગે જગદ્‌ગુરૂ સંબધી તમે વિચાર કરો એમ હું ઇચ્છું છું; કારણકે ઘણીવાર

લોકો ભવિષ્યમાં કોઇક સમયે તે આવશે એમ ધારે છે, પણ વસ્તુતઃ તે સર્વદા મનુષ્યજાતિ સાથે રહે છે, અને જ્યાં પુરૂષો અને સ્ત્રીઓ ઉભા હોય છે તે સ્થિતિમાં મનુષ્યજાતિને મદદ કરવા તે પ્રયત્ન કરી રહ્યા છે.

આપણે તેમના જેવા થવાનું છે, અને આ કામ જો કે કઠણ છે, છતાં અશક્ય નથી. તેનું કારણ એ છે કે આપણી મર્યાદાઓ છતાં, આપણે કેટલેક અંશે તેમના સ્વભાવના થઇએ; અને તેમના પ્રભાવની પ્રણાલિકા થઇએ, તેટલા માટે આ સંસ્થા જેવી સંસ્થા તેમણે જગતમાં હયાતીમાં આણી છે અને જેઓ તેમનાં મહાન્‌કામોનાં આગળ આવનારા દૂતોનું કામ કરે, તેમની તે બનેલી છે.

આપણે ત્રણ બાબતોમાં તેમનું અનુકરણ કરી શકીએ, અને પ્રથમ બાબત એ છે કે આપણે જ્યાં બને ત્યાં ‘ એકતા કરનારા ’ થવું જોઇએ. જુદા જુદા ભાગોની એકવાક્યતા કરવી તે તેમનો ધર્મ છે, અને પોતાના અમુક સ્વભાવને લીધે ભિન્ન ભિન્ન

સ્વભાવવાળાઓમાં પોતે એકવાકયતા સાંધે છે. આપણે જે દુનિયામાં વસીએ છીએ, તે ભિન્નતાવાળી છે. તેમાં જ્યાં ત્યાં પરસ્પર વિરોધી સ્વાર્થ, હરીફાઈ, સ્પર્ધા, અને લોભ માલમ પડે છે, અને આ બાબતો મનુષ્યોને તેમજ પ્રજાઓને એક બીજાથી જુદા પાડે છે. પણ સર્વ પ્રજાઓ મહાન્ જગદ્ગુરૂના પૂર્ણ સ્વરૂપમાં જીવે છે. તે એક મહાન્ એકતા કરનાર છે; લોકોની મોટી મોટી કલ્પના પણ તેમના હૃદયના ભાગ છે. આપણો લોભ, આપણો સ્વાર્થ આપણાં કામો-આ ભિન્ન ભિન્ન સ્વાર્થો સર્વ તેમના હૃદયમાં સમાય છે. તે આ બધાની એક વાકયતા કરે છે. અને સઘળા વિરોધી સ્વાર્થોને એક મહાન્ ઇશ્વરી યોજનાના વિભાગરૂપ માને છે. આપણે પણ દુનિયા તરફ તે દૃષ્ટિથી જોવું જોઇએ. ઇશ્વરી મહાયોજના સમજવાથી આપણે પરસ્પર વિભાગ કરનારા સ્વાર્થની સાથે એક થવાને બદલે જગતમાં એકવાકયતા પેદા કરી શકીએ. જ્યાં જુદાજુદા પક્ષો હોય ત્યાં જે હેતુને લીધે સર્વ લોકો સામાન્ય ઉદ્દેશમાં એકઠા થાય, તે મહાન્ મુખ્ય હેતુનો આપણે આશ્રય લઈએ. આ તારક સંઘનો જે ખરો સભાસદ છે

—તે દરેકે પોતાનો માનસિક સ્વભાવ ઘણો વિશાળ અને ઉદાર બનાવવો જોઇએ; અને મનુષ્ય જાતિના ઘણા પ્રશ્નો-માં તેણે હૃદયથી રસ લેતાં શીખવું જોઇએ. તારક સંઘના સભાસદ તેના માનસિક વિકાસ અને તેની સર્વવ્યાપી ભાવનાઓથી ઓળખાઈ આવવો જોઇએ. જે જે વિષય તેની આગળ આવે છે, તે તે ઈશ્વરી યોજના સાથે કેવી-રીતે જોડાયેલો છે, તે તરતજ સમજી શકે છે.

આપણી ભક્તિ દ્વારા આપણા જીવનના આદર્શો તરફ અતિશય પૂજ્ય ભાવ રાખીને અને આ આદર્શો સારૂ આ-પણાથી બનતો આત્મભોગ અપાય તેવી રીતે આપણી ઇચ્છા શક્તિ કેળવીને આપણે એકવાક્યતા કરી શકીએ. સેવા દ્વારા તથા જેમની સાથે ઋણાનુબંધથી આપણે જોડાયા છીએ, તેમને માટે ભોગ આપીને પણ આ એકતા આપણે કરી શકીએ. જીવનક્રમમાં જે જે ખાસ મનુષ્ય સાથે આ-પણે જોડાવાનું બની આવે, તે તે મનુષ્યોની નિઃસ્વાર્થ સેવા કરવાથી આપણે મહાન્ જગદગુરૂ સાથે સંબંધમાં આવીએ છીએ.

આપણા જીવનમાં શાંતિ લાવીને પણ આપણે આ એકવાક્યતા કરી શકીએ, દરેક સ્થિતિને આપ-

ણામાંનો દરેક શાન્તિનો ગુણ આપી શકે. ઉંડા વિશ્વાસ અથવા ઉંડા જ્ઞાનથી જે પૂર્ણ શાન્તિ પ્રકટે છે તે દુનિયામાં એકતા લાવનાર એક મોટી અસર છે. લાગણીઓના વધતા જતા વેગને, અને પરસ્પર વિરોધી સ્વાર્થોને શમાવનાર તે પરમ શાંતિ છે, આવી સ્થિતિ પ્રાપ્ત થતાં આપણામાંનો દરેક દેખીતી રીતે તેમજ અદૃશ્યરીતે શાંતિકાર થયા વિના રહી શકે નહિ. દુનિયામાં શાંતિ લાવવી એ જગદ્ગુરૂના સ્વરૂપનું કાંઇક પ્રતિબિંબ પાડવાની ક્રિયા છે, અને તેથી મનુષ્ય એકતા ઉત્પન્ન કરી શકે છે. આપણે શુદ્ધિ કરનારા થવું જોઇએ. મહાન્ જગદ્ગુરૂ ભઠ્ઠી જેવા છે, જેમાં દુનિયાની સારી યા નરતી લાગણીઓ નાંખવામાં આવે છે, અને તે ભઠ્ઠીમાંથી કેવળ શુભ તત્ત્વજ બહાર આવે છે, અને અશુભ તત્ત્વ પોતાનામાં રાખી પોતાના યજ્ઞના ગુપ્ત માર્ગે તે અશુભને પોતે શુભ રૂપમાં ફેરવી નાખે છે. માટે આપણે પણ આપણી રીતે શુદ્ધિ કરનારા થવું જોઇએ. દુનિયા આપણા સ્વભાવની ભઠ્ઠીમાં કઠોરતા, અશુભ તત્ત્વો,

ઉદ્ધતાઇ વગેરે રેડે છે. તેમાંથી આપણે અશુભ તત્ત્વો રાખીને જે નમ્ર અને શુદ્ધ છે, તેજ બહાર કાઢવું જોઇએ. આપણે જે જે બોલીએ, તેમાં અપવિત્રતાનો અંશ પણ આપણા હોઠની બહાર ન જાય તેની દરકાર રાખવી જોઈએ. આપણે જે જે વચનો ઉચ્ચારીએ, તેમાં શુદ્ધિ, લાલિત્ય અને બને તો સુંદરતા પણ આવવી જોઇએ. બીજા લોકોના સંબંધમાં તો ખાસ કરીને આપણે જે કાંઇ બોલીએ, તે એવી રીતે ગોઠવવું જોઈએ કે આપણા હોઠમાંથી કાંઇ પણ ન નીકળે કે જે બીજાના સ્વભાવને હલકું બતાવનાર નીવડે. આપણે કદાચ જાણતા હોઇએ કે અમુક વ્યક્તિમાં અશુભ તત્ત્વ અને દુર્ગુણ છે, તે છતાં જ્યારે આપણે તેને વિષે બોલતા હોઈએ ત્યારે આપણે સાવધ રહેવું જોઇએ કે તેના અશુભ વિષે એક પણ શબ્દ આપણા મુખમાંથી ન નીકળે કારણ કે લોકોને બીજાના દુર્ગુણથી વાકેફ કરવા, અને આ પ્રમાણે તેમને તેને વિષે વિચાર કરતા કરવા એ તેના દુર્ગુણોમાં ઉમેરો કરવા રૂપ છે. મનુષ્યો અને

ભાઈઓ તરીકે બીજાનો બોજો ઓછો થાય એમ જોવું એ આપણી ફરજ છે; અને આ બાબતનો વિચાર આપણને ત્રીજા મુદ્દા ઉપર લઈ જાય છે કે જે મુદ્દામાં આપણે જગદ્‌ગુરૂ જેવા થવાનું છે.

તે મહાન બોજો ઉચકનારા છે. તે મનુષ્યજાતિનો બોજો ઉચકે છે, તે રાહ જુએ છે, દોરે છે, પ્રેરણા કરે છે, પણ સાથે સાથે સહન પણ કરે છે. આપણે પણ આપણા સંકુચિત સંયોગોમાં બોજો ઉચકનારા થવાનું છે. લોકો અજ્ઞાનથી અથવા બેદરકારીથી કેટલાંક કામો ન કરે, તેવાં કામો કરવાની જો આપણને ફરજ લાગે તો તે કામો માથે લેવાં જોઇએ. મનુષ્ય જાતિ જે મોટો બોજો સહન કરે છે, તે બોજા નીચે આપણે આપણો ખભો મૂકવાને તૈયાર થવું જોઇએ. આ સાથે આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે, બીજાઓનો બોજો ઓછો કરવામાં આપણે આગેવાનીભર્યો ભાગ લેવો, એ આપણી ફરજ છે. તે નિરંતર આવું કામ કરે છે, અને સર્વ મનુષ્યો તરફ વિશાળ પ્રેમભાવ દર્શાવીને શાંતિથી મનુષ્યજાતિનો બોજો સહન

કરે છે. અને આ પ્રમાણે તેમનું અનુકરણ કરીને તે-
મની તીવ્ર દયાના ગુણનું પ્રતિબિંબ પાડવાને આપણે
પ્રયત્ન કરવો જોઇએ. તેમજ તે પોતાના જાતિબંધુ-
ઓને ખાતર તેઓનો બોજો ઉચકવામાં ખુશીથી
ભાગ લે છે. તે તેમની ખુશીના આપણે પ્રતિબિંબ
થવું જોઇએ.

આ બધાનો આપણે વિચાર કરીએ ત્યારે જો કે
આપણે જાણીએ છીએ કે આપણી આસપાસ વિશાળ
દુનિયા દુઃખી પડી છે, છતાં આપણે ઉમદા રીતે સુખી
થઇ શકીએ; કારણ કે આપણે એકલા સન્માર્ગ ઉપર
ચાલી શકીએ; અને બીજાઓનો બોજો ઉચકવા જતાં
આપણા સ્વભાવનો વિકાસ કરવાનું કામ વારંવાર
અટકી પડતું જણાય પણ આપણે જાણીએ છીએ કે
જે પ્રમાણમાં આપણે અંગત સુખની ઇચ્છાઓનો
ત્યાગ કરીએ છીએ, અને બીજાઓનો બોજો પોતાનો
હોય, એમ તે દૂર કરવા મથીએ છીએ, તે પ્રમાણમાં
આપણામાં ઉચ્ચ પ્રકારનું બળ અને સૌંદર્ય ખીલે છે.
મનુષ્યજાતિનો બોજો ઉચકવાની આંતરિક ઇચ્છા પ્રકટે

છે, તે સમયે આપણને લાગે છે કે આપણો માનુષી સ્વભાવ બોજા નીચે દબાઇ જાય છે; પણ આપણો દિવ્ય સ્વભાવ તેજ પળે છુટ્ટો થાય છે તે સ્વભાવ સ્વતંત્ર અને આનંદી હોય છે, અને તે ઉચ્ચમાં ઉચ્ચ પ્રદેશોમાં ઉંચે ચઢે છે.

મારા બંધુઓ ! આ તારક મંડળના સભાસદ તરીકે તેમના આગમનની તૈયારી માટે આપણે જીવીએ છીએ. તે કામ કરવાને આપણને તેમનું ભાન થવું જોઇએ. આપણે જે શબ્દો ઉચ્ચારીએ તે કેવળ અવાજ રૂપ હોવા ન જોઈએ. પણ તેની પાછળ સત્યતાનો રણકો હોવો જોઈએ. આપણે જે બીજાને મોટામાં મોટી સત્યતા આપી શકીએ, તે આ મહાપુરૂષની હયાતીની છે. માટે આપણને તેની પૂર્ણ ખાત્રી હોવી જોઇએ. દરેક પળે આપણને સ્વાભાવિક ભાન હોવું જોઇએ કે તે હયાત છે, અને આપણી પાસે છે. હવે હું એક એવો વિચાર કહેવા-માંગુ છું કે જે અદભુત વિચાર આપણને ઘણોજ મદદગાર થઇ શકે. તે વિચાર એ છે કે આપણામાંના દરેકની મદદની તેમને જરૂર છે.

આપણે ગમે તેવા નમ્ર, સંકુચિત અને દોષવાળા હોઇએ તો પણ આપણા દરેક પાસેથી કોઈ પણ પ્રકારની મદદની તે આશા રાખે છે કે જેથી તેમનું કામ તે વધારે સારી રીતે કરી શકે.

તે વિચારમાં આપણને જરૂરનાં આધ્યાત્મિક દિલાસો અને બળ રહેલાં છે. ઉપર જણાવ્યા પ્રમાણેની રીતિ વડે જો દુઃખમાં, આનંદમાં, આપણી આસપાના પ્રેમમાં તેમની કાંઇક ઝાંખી થાય તો જરૂર આપણે તેમને શોધી શકીશું. આપણી ચર્મચક્ષુઓથી આપણે તેમને ન જોઈએ, તો પણ આપણા આત્માના ચક્ષુથી આપણે તેમને જોઈ શકીશું. સઘળું છતાં આ સ્થૂળ દુનિયામાં પણ મોટી શક્તિ તે જડનું બળ નહિ પણ આત્માનું બળ છે.

મહાન જગદ્‌ગુરૂ આપણને શોધે છે, તે આપણે જાણ્યું. તે પહેલાં પણ આપણે–તમે અને હું–ઘણાં વર્ષથી આધ્યાત્મિક બાબતોની શોધ કરતાં હતાં અને આપણે જેની શોધ કરી હતી, તેમાંથી કાંઈક આપણે પ્રાપ્ત કર્યું પણ હતું. આધ્યાત્મિક બાબતોના સંબં-

ધમાં પૂર્વના તારકસંઘનો સંદેશ કાંઈ તદ્દન નવીન નથી. પણ તેમના આગમન માટે દુનિયાને તૈયાર કરવાના કામમાં આપણને તે સાથે લેવા માગે છે. એવું જ્યારે તે 'મુક્તિના નાયકે' કહ્યું અને તે કામ માટે સેવા કરવી જોઇએ એવો સંદેશ આપવામાં આવ્યો ત્યારે આપણી સર્વ આધ્યાત્મિક ભાવનાઓ વિશેષ સત્ય થવા લાગી. અને આપણી આધ્યાત્મિક કલ્પનાઓ વધારે શકિતમાન થઇ. આપણે જે પ્રમાણમાં જગદ્દગુરૂમાં પૂર્ણ શ્રદ્ધા રાખીએ, અને આપણી ઇચ્છાઓ તેમને સોંપી દઇએ અને આ પ્રમાણે તેમની હયાતીમાં આપણી શ્રદ્ધા છે, તેની સાબીતી આપીએ, તે પ્રમાણમાં સત્યતા અને શકિત આપણાં થશે. મારાથી કોઈપણ દિવસ કહી શકાય તે કરતાં, તથા શબ્દોથી કોઈ દિવસ કોઇ કહી શકે તેના કરતાં પણ જગદ્દગુરૂના આગમનની સત્યતા વિશેષ છે, અને તે હાલ પણ આપણને જુએ છે, અને દોરે છે.

તમારા શબ્દો અને કાર્યોના પડદાની અંદર થઇને જો તમે તે મહાન સત્યતાની ઝાંખી કરી શકો, અને

તે જેવી રીતે પૃથ્વીપર ચાલે છે, મનુષ્યોનાં ઘર, શહેરો, તેઓની કામ કરવાની જગ્યાઓ, અને જ્યાં જ્યાં પુરૂષો અને સ્ત્રીઓ કામ કરતાં હોય તે તે જગ્યાઓની મુલાકાત લે છે તેને તમે જોઇ શકો તો તમે ખરેખરા સુખી છો.

માટે મારા ભાષણના અંતમાં મારે એજ કહેવાનું કે તે જગદ્ગુરૂ આપણી મનુષ્યજાતિમાં સૌથી શ્રેષ્ઠ છે. અને જ્યાં જ્યાં મનુષ્યત્વ છે, ત્યાં ત્યાં તે જડી શકે, અને જો આપણાં હૃદયો અને મનને પવિત્ર બનાવી આપણા જાતિબંધુઓને પૂર્ણ મિત્રતાથી અને પ્રેમથી ભેટી શકીએ તો તે મનુષ્યોમાં આપણે તે મહાન જગદ્ગુરૂને ભેટી શકીશું અને તેમના દ્વારા માનુષી અને દિવ્ય—સર્વના હૃદયરૂપ—પ્રભુને ભેટી શકીશું.



# પ્રાર્થના.

પ્રભો ! કાર્યો સર્વે મુજ જીવનનાં અર્પણુ તને.
કરૂં સંકલ્પોને દૃઢતર અને વજ્રસમ એ.
પ્રભો ! તારા નામે, મનન કરીને ભાવ ભજવા,
તને ચિત્તે રાખી, તવ પ્રિયકરાં કાર્ય કરવાં.
કૃપા તારી લેવા, હર પળપળે પાત્ર બનતો,
અને તારા નામે, પ્રણુયી હૃદયે વિશ્વ ભમતો.
બધાંએ દુઃખોને સહન કરીને ધૈર્ય ધરતો
કરી ઉંચી દૃષ્ટિ વિમળ નભ દેખી મલકતો.
પ્રભો ! તારા માર્ગે મમ હૃદયને એક કરવું,
ખરી એ શુદ્ધિ છે, દિલ અભય એવું પ્રકટતું.
પ્રભો ! હું તારો છું મુજ જીવનને તારૂં ગણુતો,
પ્રભો ! તારી ઇચ્છા સકળ જગમાં પૂર્ણ પ્રકટો.

"Watchm[illegible]! What of the Night?
The Night is near to the Dawning.
"How know you the Sun is near?"
The morning Star, The Star in the East
Is shining above th[illegible] horizon
Brothers! Prep[illegible]e! Lift [illegible] [illegible]eads.
Your Elder Brother [illegible] near.

*Oct. 1, 1921.* *AN[illegible] [illegible]ESANT.*

---

ૐ

## જગત સંદેશ.

"ચોકીદાર! રાત કેટલી છે?"
રાત તો પ્રભાત થવા આવ્યું છે.
"શાથી [illegible] સૂર્ય હવે નજીક છે?"
પ્રભાતનો તારક–પૂર્વ દિશાનો તારક
ક્ષિતિજ ઉપર પ્રકાશી રહ્યો છે.
"બન્ધુઓ! તૈયાર થાઓ! ઉંચે નજર કરો—
તમારા વડિલ બન્ધુ આવે છે નજીકમાં આવે છે."

ઓક્ટોબર ૧ લી ૧૯૨૧. એની બેસંટ.